गेयंगीता नाम सहस्रम्

ध्येयं श्रीपतिरूपमजस्रम् ।

नेयं सज्जनसंगे चित्तम्

देयंदीनजनाय च वित्तम् ॥

॥ श्री शंकराचार्य ॥

શ્રી વિઠ્ઠલ.

મહર્ષિ વેદવ્યાસ પ્રણિત.

# ગીતા-સાર.

-: અનુવાદક અને પ્રકાશક :-

કૃષ્ણરાવ અનંતરાવ શાળીગ્રામ

જ્યોતિષી અને હરિકીર્તનકાર

સંસ્થાનિક શ્રી વિઠ્ઠલ મંદિર,

ઓરપાડ, જીલ્લે સુરત.

છાપનાર — મણીલાલ ભગવાનદાસ,

શ્રી મોઢેશ્વર પ્રીં. પ્રેસ. બરાનપુરી ભાગળ-સુરત.

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

કિંમત ૦-૧-૦ એક આનો.

# * સમર્પણ. *

પરમ પૂજ્ય તિર્થ સ્વરૂપ સદ્ગત

હરિ ભક્તિ પરાયણ પિતાશ્રી

અનંતરાવ રામકૃષ્ણ હરિકીર્તન-

કારની સુપવિત્ર સેવામાં.



આપશ્રીએ બચપણથી વિદ્યા અને કલાનાં ઉચ્ચ

શિક્ષણ સાથ પ્રભુ ભાવનામાં સુદ્રઢ કરીને

ઉચ્ચ આદર્શોની મહત્વાકાંક્ષાના બીજ

વાવ્યા તેનાં ફળ રૂપ આ નાનકડા

ગીતાસાર આપશ્રીને સમર્પણ

કરીને કતાર્થ થાઉં છું.

આપનો લાડકવાયો વિયોગી 'કૃષ્ણ'

## શ્રી વિઠ્ઠલ પ્રસન્ન.

# ....પ્રસ્તાવના....

જગતમાં ગીતા સમાન ગ્રંથ **નભૂતો નભવિષ્યતિ** થયો નથી. અને થવાનો નથી. દરેક દેશના, જાતિના, અને ધર્મના મનુષ્યો આ ગ્રંથને "**आश्चर्यवत् पश्यति**" આશ્ચર્યની દ્રષ્ટીથી જુએ છે, કારણ એમાં કહેલું તત્વજ્ઞાન સર્વોપરિ અને સર્વ માન્ય છે.

આજ સુધી ગીતા ઉપર અનેક ટીકા જુદિ જુદિ ભાષામાં થઇ છે. તો પછી આ પુનઃ પુનઃ પિષ્ટપેષણ શા માટે? એવો જો કોઇ પ્રશ્ન કરે તો તે અસ્થાને છે. કારણ દરેક મનુષ્યને જોઇતું આશ્વાસન એમાંથી મળી શકે એમ હોવાથી, દરેક મનુષ્ય પોતાની બુદ્ધિ અનુસાર તેમાંથી ગ્રહણ કરી શકે, અને બીજાને આપી શકે.

મૂળ ગીતા સાતસો શ્લોકની છે. એ અઢા-

સાગર તો વિદ્વાનોજ તરી શકે. સામાન્ય કોટિના મનુષ્યને એ સાતસેં શ્લોકનો પાઠ કરવો અને તેનું રહસ્ય હ્રદયમાં ઉતારવું એ અત્યંત કઠિન કાર્ય છે. એમ જાણી મહર્ષિ વેદ વ્યાસે એ અરાઢ અધ્યાયની ગીતામાંથી દરેક અધ્યાયનો એકેક શ્લોક લઇ અરાઢ શ્લોકમાંજ સંપૂર્ણ ગીતાસાર ઉતાર્યો છે. તે ગીતા સાર નાનોનાનકડો હોવાથી નિત્ય પાઠમાં બહુ ઉપયોગી થઇ પડે, સામાન્ય મનુષ્યને પણ બુદ્ધિ પુર્વક વિચારતાં તેમાંથી અવનવું અને મહત્વનું મળી શકે, અને પોતાના સાંસારિક કર્તવ્યમાં વિમુખ અથવા નિરાશ થનારને દિવ્યૌષધિ મળી શકે એવાં હેતુથી આ ગીતાસારનું ભાષાંતર અને તેનો વિચાર કરવામાં આવ્યો, છે. કયાં ગીતા જેવું તત્વજ્ઞાન ! અને કયાં મનુષ્યનું અલ્પજ્ઞાન! છતાં પ્રયત્ન છે, પ્રથમ પ્રયત્ન છે, ત્રુટિઓનો તો એ મહાસાગર છે. વિદ્વજ્જન તે ત્રુટિ તરફ

ઉદ્દાર ચિત્ત રાખે, અને માત્ર "**यत्सारभूतं तदुपास्तनीयम**" જે સાર હોય તે ગ્રહણ કરવો એ ન્યાય રાખે, તો હું કૃત કૃત્ય થયેલો માનીશ. અનેક મોટા મોટા આચાર્યો અને અનેક મોટા મોટા પંડિતો જેનો પાર પામ્યા નથી, ત્યાં હું ક્ષુદ્ર શું કરી શકું? યદિ વિદ્વજ્જન મારી ત્રુટિ પ્રતિ મારૂં લક્ષ ખેંચશે તો આગામિ આવૃત્તિમાં અવશ્ય તેને સુધારાનું સ્થાન અપીશ. છેવટે એટલીજ પ્રાર્થના કે વાંચક, ગુલાબના છોડ ઉપરથી કાંટાને સંભાળી સુવાસિત એવું ગુલાબનું પુષ્પ તોડે અને તેના પરિમલથી તૃપ્ત થાય. **सुज्ञेषु किंबहुना.**

| | |
|---|---|
| શ્રી વિઠ્ઠલ મંદિર<br>ઓરપાડ, [સુરત]<br>મિતિ ચૈત્ર શુક્લા પ્રતિ<br>પદા શુક્રવાર શકે ૧૮૫૩ | વિદ્વજ્જનનો<br>કૃપાકાંક્ષી<br>કૃષ્ણ |

# અભિપ્રાય.

રાજ્ય જીલ્લાના ઓરપાડ ગ્રામ નિવાસી શ્રીમાન નાગર કૃષ્ણરાવ અનંતરાવ શાલિગ્રામ વિરચિત શ્રી ગીતા સાર નામના પ્રસિદ્ધ થનારા પુસ્તકનુ અવલોકન કર્યું. આ પુસ્તક કર્તાએ સામાન્ય જન સમાજમાં જ્ઞાનનો પ્રસાર થાય અને તે દ્વારા સર્વનું ઐહિક તથા પારલૌકિક કલ્યાણ થાય એ હેતુ ખાસ લક્ષમાં રાખી સર્વ ઉપનિષદોના સાર રૂપે શ્રી બાદરાયણ વેદવ્યાસ પ્રણીત શ્રી કૃષ્ણ પરમાત્માના મુખાર વિંદમાંથી પ્રગટ થએલી અષ્ટાદશા ધ્યાયી શ્રી મદ્ભગવદ્ગીતાનું દોહન કરી મુખ્ય સાર રૂપ તત્વજ્ઞાનથી પરિપૂર્ણ અષ્ટાદશ શ્લોકનું ગીતા સાર નામનું પવિત્ર પુસ્તક સરળ ભાષામાં તાત્વિક વિચારો સહિત રચવામાં કર્તાનો પરિશ્રમ

અત્યંત પ્રશંસનીય છે. તથા સનાતન ધર્માનુ-યાયી પ્રજાના પ્રાણ રૂપ છે. એ ગ્રંથનું અથઈતિ નિરિક્ષણ કરવાથી ઘણોજ આનંદથયો છે. ભાવિક ભક્તો તરફથી આ પુસ્તકને યોગ્ય ઉત્તેજન મળશે તો ભવિષ્યમાં કર્તા તરફથી બીજા અનેક ઉપયોગી ગ્રંથો બહાર પડશે. અને તે દ્વારા જન સમૂહનું કલ્યાણ થશે એવી આશા છે.

લે. સ્નેહાધીન.

| | |
|---|---|
| મિતી સંવત ૧૯૮૭ | ગંગાશંકર ચંદ્રશંકર |
| વૈશાખ શુક્લઅક્ષય | શાસ્ત્રી મું. સુરત. |
| તૃતિયા સોમવાર. | ગોપીપુરા સંઘાડીઆવાડ |



# અભિપ્રાય.

આજે ઓરપાડના પ્રસિદ્ધ કીર્તનકાર કૃષ્ણ રાવ બુવાએ ગીતા સારનું પુસ્તક અવલોકન કરવાનું મને કહ્યું, તે પ્રમાણે મેં અવલોકન કર્યું. તેમની સરળ ભાષાથી ઘણો ખુશી થયો છું. આવા સમયમાં આવા જ્ઞાન દાયક પુસ્તકોની ખાસ જરૂર છે. વળી ટુંકામાં સંપૂર્ણ ગીતાના અઢાર અધ્યાયનો સાર અઢાર શ્લોકમાંજ પરમાત્માના મુખથી નિકળેલ વચનમાં જે આશયથી રહ્યો છે. તેજ આશય પોતાના વિવરણમાં પ્રસિદ્ધ કર્યો છે, તેથી આ પુસ્તક લોકમાન્ય જલદીથી થશે.

સંવત ૧૯૮૭ વૈશાખ શુદી. ૧ શનીવાર

**શાસ્ત્રી કૃપાશંકર ભગવાનજી.**

સુર્યપૂર સંસ્કૃત પાઠશાળાના પ્રધાન અધ્યાપક.



॥ श्री विठ्ठलप्रसन्न ॥

# गीतासार

॥ अर्जुनउवाच ॥ निमित्तानिच पश्यामि विपरितानिकेशव ॥ नचश्रेयोनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ १-३१ ॥

**અર્થ:**—અર્જુન કહે છે-હે કેશવ ! પરિણામ વિપરીત દેખાય છે. મારા સ્વજનોને મારીને મારૂં કલ્યાણ થશે, એમ મને દેખાતું નથી.

**વિચાર**—અત્રે અર્જુન ( વિચારક ) સ્વકર્મ કરવા તો તૈયાર થયો છે, પણ

ભવિષ્યને ન જાણતો હોવાથી સ્વપર ભેદ, જણાવાથી. મનમાં હું મારનાર (કર્તા) છું એવો ભાવ ઉત્પન્ન થવાથી, તેને મુંઝવણ ઉત્પન્ન થઇ છે. એ મુંઝવણ મહત્વાકાંક્ષાને મારનારી અને મનુષ્ય માત્રને કર્તવ્યશૂન્ય બનાવનારી હોવાથી પરમાત્મા તેને પોતાના કર્તવ્યમાં જોડાવા માટે ઉપદેશ આપે છે.

॥ श्री भगवानुवाच ॥ योगस्थः कुरुकर्माणिसंगंत्यक्त्वा धनंजय ॥ सिध्य सिध्योः समोभूत्वा समत्वंयोग उच्यते ॥ २–४८ ॥

અર્થ:—શ્રી ભગવાન કહે છે–હે ધનંજય ! કર્મનો સંગ એટલે આસક્તિ છોડી, તેમજ તેની સફળતા કે નિષ્ફળતા સંબંધી સમબુદ્ધિ રાખી તે તે કર્મ કર. કારણ આ સમબુદ્ધિ તેજ યોગ કહેવાય છે.

**વિચાર**—પરમાત્મા જવાબ તદ્દન સાદો અને સરળ આપે છે, અને તેની વ્યાપકતા પણ વધારે છે. એટલે જે જે કાર્યની મુંઝવણ થતી હોય તે તે કાર્ય આસક્તિ રહિત જો કરે તો તેમાં મારાપણું રહે નહીં. પછી ભલે તે કામ સફળ થાય કે નિષ્ફળ તેની ફીકર તેને થતી નથી. આવા પ્રકારના વર્તનને સમત્વયોગ કહે છે. મનુષ્ય આસક્તિ રાખે તો તેનો ભોગ તો ભોગવાય, પણ ભોગથી રોગ થાય. એ રોગ જેમ જેમ અન્ય ઉપાયો યોજાતા જાય અને ભોગ ચાલુ રહે તો પણ રોગ તો જાયજ નહીં. રોગનું ઔષધ યોગ. અને તે સમત્વયોગ સર્વથી શ્રેષ્ઠ કહેલો છે. કેટલાક લોકો એ યોગ માત્ર ઇંદ્રિય

નિગ્રહથી થાય છે, એમ માનનારા હોવાથી પરમાત્મા તેનું ખંડન કરે છે.

॥ श्लोक ॥ कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ॥ इंद्रियार्थान् विमूढात्मा मिथ्याचारः सउच्यते ॥ ३. ६ ॥

**અર્થ**:—જે મૂઢ પુરૂષ પોતાની કર્મેન્દ્રિયોનો માત્ર નિગ્રહ કરે અને મનમાં વિચાર વિષયોના કરે તેને મિથ્યાચાર કહે છે.

**વિચાર**:—આગ્રહથી ઇંદ્રિયોને રોકવી એ હઠ યોગનું લક્ષણ છે. પરમાત્મા આપણા શારિરિક બંધનો અથવા બાહ્ય આડંબર કે ખર્ચ તરફ જોતો નથી પણ આપણી માનસિક ભાવના જુએ છે. જો મન શુદ્ધ ન હોય અને ગમે તેટલા

આચાર અથવા નિગ્રહ કર્યા હોય તો તે મિથ્યા—ફોગટ—છે એમ પરમાત્મા જણાવે છે. હવે મનને શુદ્ધ કરવા જ્ઞાનની જરૂર છે, અને તે જ્ઞાન મેળવવાનું કાર્ય કઠીન છે, એ બધાં સમજે છે; તો તે જ્ઞાન કેવી રીતે મેળવી શકાય અને શાંતિ સાધી શકાય તે માર્ગ હવે બતાવે છે.

॥ श्लोक ॥ श्रद्धावान् लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ॥ ज्ञानं लब्ध्वा परां शांति मचिरेणाधि गच्छति ॥ ४ ६१ ॥

**અર્થ**:—શ્રધ્ધાવાળો, પોતાના કાર્યમાં તત્પર, અને ઇંદ્રિયોને તાબામાં રાખનાર મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને જ્ઞાન મળ્યા પછી ઉત્તમ શાંતિ જલદીથી પ્રાપ્ત થાય છે.

વિચાર:—જગત્માં જ્ઞાન ત્રણ માર્ગ-થીજ મળે છે. અને એ ત્રિપુટી સાથેજ હોવી જોઈએ પોતાના કોઈપણ કામમાં પહેલાં તો શ્રદ્ધાવાન્ હોવો જોઇએ. હવે જો એકલી શ્રદ્ધા હોય પણ આળસુ હોય તો તેનાથી કાર્ય થતું નથી, તેને માટે તો તે તે કામમાં તેણે નિરંતર તત્પર રહેવું જોઇએ. શ્રદ્ધા અને ઉદ્યોગ એ બન્ને હોય છતાં ઇંદ્રિયો ઉપર તેનો અધિકાર અથવા સંયમ ન હોય તો પણ તે કામ થતું નથી. ખરેખર એ ત્રણેથીજ તેતે વસ્તુનું ખરૂં અને સંપૂર્ણ જ્ઞાન મળે છે. અને એવા જ્ઞાનની પ્રાપ્ત પછીજ તે તે સંબંધમાં તેને શાંતિ મળે છે. આતો સામાન્ય કાર્યની મિમાંસા થઈ,

પણ જેને મોક્ષ—જન્મ મરણથી રહિત થવું એવી-અવસ્થા પ્રાપ્ત કરવી હોય તેને માટે તો.

॥ श्लोक ॥ यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्ष परायणः ॥ विगतेच्छा भय क्रोधोयः सदा मुक्तएवसः ॥ ५-२८ ॥

**અર્થ:**—ઇંદ્રિયો, મન અને બુદ્ધિ જેમણે જીત્યાં છે, ઇચ્છા, ભય અને ક્રોધને જેમણે ત્યાગ કર્યો છે, અને માત્ર મોક્ષ માટેજ જે મનનશીલ છે, તે હંમેશા મુક્તજ છે.

**વિચાર**—શરીરમાં ત્રણનું પ્રાધાન્ય. ઇંદ્રિયો, મન અને બુદ્ધિ. બુદ્ધિથી મન અને મનથી ઇંદ્રિયો પ્રેરાય છે. હવે એ ત્રણેના દોષ કહે છે. ઇંદ્રિયોની ઇચ્છા, મનનો ભય અને બુદ્ધિનો ક્રોધ કે જે

દ્વેષનું રૂપ પકડે, એ ત્રણે દોષો મોક્ષમાં અંતરાય રૂપ છે. એ ત્રણે પોતાના દોષથી વારંવાર મનુષ્યને ત્રાસ આપેજ છે. એ ત્રણે અદમનીય છે, છતાં એને જે જીતી શકે તેજ મુક્ત કહેવાય. હવે એ ત્રણેનો સંપૂર્ણ નાશ તો નજ થઇ શકે, માટે એમને સંયમમાં રાખવા પરમાત્મા ઉપાય બતાવે છે.

॥ श्लोक ॥ युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ॥ युक्त स्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ ६ । १७ ॥

**અર્થઃ**—નિયમિત આહાર વિહાર, નિયમિત ઇષ્ટકર્મ, અને નિયમિત ઉંઘ ઉજાગરા કરવાથી યોગ દુઃખનાશક થાય છે.

**વિચાર**—ઇંદ્રિયોને જીતવા, આહાર

વિહાર, નિયમિત હોવા જોઇએ. મનને જીતવા, ઇષ્ટ આરાધન નિયમિત હોવું જોઇએ. અને બુદ્ધિને જીતવા-શાંત રાખવા-નિયમિત ઉંઘ અને ઉજાગરા હોવા જોઇએ. એ જો બને તો ત્રણેને જીતીને યોગ સાધી શકાય અને ત્રિવિધ રોગ જાય. પણ આ વાત લખવી અને બોલવી જેટલી સહેલી છે તેટલી વર્તનમાં મુકવામાં સહેલી નથી કારણ.

॥ श्लोक ॥ दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥ मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ ७ १४ ॥

**અર્થ:**—આ મારી ત્રિગુણાત્મકી દૈવી માયા (પ્રકૃતિ) ને તરવી બહુ મુશ્કેલ છે પણ જે માત્ર મનેજ શરણે આવે છે તે મારી માયા (પ્રકૃતિ) ને તરે છે.

**વિચાર:**—ઇંદ્રિયો તમો ગુણી, મન રજો ગુણી અને બુધ્ધિ સત્વ ગુણી આ ત્રિપુટીથી દૈવી માયા (પ્રકૃતિ) પોતાનું રૂપ બતાવે છે. અને ઉપર જણાવ્યા પ્રમાણે એના એના દોષો ઇચ્છા, ભય અને ક્રોધ એ વારંવાર સપડાવે છે. પ્રથમ ઇચ્છા થાય, તે ઇચ્છા પૂર્ણ થશે કે નહીં એવો ભય ઉત્પન્ન થાય, અને તે પૂર્ણ ન થતાં ક્રોધ ઉત્પન્ન થાય એવી એ પરંપરા છે. એટલે એ ત્રિપુટીને ઉપલા શ્લોકમાં કહ્યા પ્રમાણે સંયમમાં રાખીએ છતાં પણ માયા (પ્રકૃતિ) નું પ્રાધાન્ય હોવાને લીધે-સ્વભાવના ગુણ ધર્મને લીધે-અનેક પ્રસંગે તેમાં ત્રુટિ પડવા સંભવ હોવાથી પરમાત્મા કહે છે

કે જે મને આત્મા-પરમાત્માને શરણે આવે છે તે મારાથી-મારી ભાવનાથી બળ-ઉત્સાહ-પ્રાપ્ત કરી મારી માયા (પ્રકૃતિ) ને તરી શકે છે એટલે પ્રકૃતિને જીતી શકે છે. અને બ્રહ્મની (સ્વ સ્વરૂપની -આત્માની ) પ્રાપ્તિ કરી શકે છે એ નિ:સંશય વાત છે. હવે એવા આત્મપદ-બ્રહ્મપદને પામનાર મનુષ્યના અંત સમયનો કાલ કેવો હોય છે તે, અને અન્યજનોને તે પ્રભુપદે પહોંચ્યો એની ખાત્રી આપવા માટે પરમાત્મા તેના નિર્યાણ કાલના સમયનું વર્ણન કરે છે.

॥ श्लोक ॥ अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ॥ तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्म विदो जनाः ॥ ८-२४ ॥

**અર્થ:**—જે માર્ગમાં તેજ રૂપિ અગ્નિ, દિવસ, શુક્લપક્ષ, અને છ માસનો ઉત્તરાયનકાલ છે, તે માર્ગમાં બ્રહ્મને જાણવા વાળા મનુષ્યો ગમન કરે છે. અને બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

**વિચાર**—નિર્વાણ વખતે મનુષ્ય જ્વલંત અગ્નિરૂપ જ્યોતિને જુએ, દિવસનો સમય હોય, શુક્લપક્ષ હોય, અને છ માસ સુધી પહોંચનારો ઉત્તરાયણકાલ હોય એવે સમયે જે દેહ–યાત્રાસમાપ્ત કરે તે બ્રહ્મ પદને પહોંચે. આ શ્લોકમાં બહુ રહસ્ય રહેલું છે. પ્રથમ ઉત્તરાયણકાલ એ દેવોનો કાલ એટલે શુભ્રકાલ. શુક્લપક્ષ કે જેમાં ચંદ્રની શિતલતા હોય, દિવસ એટલે પ્રકાશ હોય. એવે સમયે જે તેજસ્વિ

બનીને ગમન કરે તે તદ્દાકારતા—બ્રહ્મને પહોંચે એમાં નવાઈ શી? કારણ ઉપર કહેલી ત્રિપુટીમાં ઇંદ્રિયો સંયમથી અગ્નિ જેવી તેજસ્વિ બને, મન દિવસ પ્રમાણે પ્રકાશિત રહે, અને બુદ્ધિ શુક્લપક્ષના ચંદ્ર પ્રમાણે નિર્મળ રાખે તો તે ઉત્તરાયનપથ એટલે દેવોનાં માર્ગમાંજ જાય. અને એ માર્ગથી બ્રહ્મને પ્રભુપદને પહોંચે. કોઇને શંકા આવે કે આવું મરણ તો સાધુ પુરૂષનેજ પ્રાપ્ત થાય; સામાન્ય મનુષ્યો કે જે નિરંતર પાપકર્મમાં રત છે તેનાં ભાગ્યમાં ક્યાંથી હોય? પણ પરમાત્મા તેનું સમાધાન કરે છે કેઃ—

॥श्लोक॥ अपिचेत् सुदुराचारोभजते मामनन्यभाक् ॥ साधु रेव समंतव्यः सम्यग् व्यवसितो हिसः ॥ ९-३० ॥

**અર્થ**:—અત્યંત દુરાચારી પણ જો અનન્ય ભાવે મને ભજે તો તે સાધુજ માનવા યોગ્ય છે. કારણ તે સંપૂર્ણ નિશ્ચય વાળો હોય છે.

**વિચાર**:—ગમે તેવો દુરાચારી એટલે જેનાં ઈંદ્રિય મન અને બુદ્ધિ અત્યંત દુષિત હોય છતાં જો તે ત્રિપુટીને મને—(**મામ્**)એ પદ જો પરમાત્માને અથવા આત્માને લગાડીયે તો બન્નેને લાગુ પડે એમ છે—શરણે આવે. (સગુણ ઉપાસક પોતાના ઈષ્ટને અને નિર્ગુણ ઉપાસક પોપાના આત્માના અવાજને અનન્ય ભાવે શરણે જાય એટલે તેની આજ્ઞાનું પાલન કરે) તો તેને સાધુજ (શ્રેષ્ઠજ) માનવો ઘટે, કારણ તેનો

નિશ્ચય (ભાવના) સંપૂર્ણ હોય છે. બુદ્ધિથી પર એવો જે આત્મા તેનું શરણ લેવાથી બુદ્ધિ, મન અને તેની આજ્ઞામાં રહેલી ઇંદ્રિયો એબધાંએ વશ થાય હવે એ પરમાત્મા–આત્મા સંબંધી કેવી ભાવના અથવા નિશ્ચય રાખવાથી તે સાધુ કહી શકાય, તેનાં લક્ષણો બતાવે છે.

॥ श्लोक ॥ योमामजमनादिंच वेत्तिलोक महेश्वरम् ॥ असंमूढः समर्त्येषु सर्व्व पापैः प्रमुच्यते ॥ १० । ३ ॥

અર્થઃ—જે મને જન્મથી રહિત, કારણથી રહિત અને સર્વ લોકોનો મહેશ્વર છે એમ જાણે છે તે સર્વ મનુષ્યોમાં સંમોહથી રહિત થઇને સર્વ પાપથી મુક્ત થાય છે.

વિચારઃ—આત્મા અથવા સગુણ ઈશ્વના લક્ષણોની ભાવના ઉપર કહેલા ત્રણે લક્ષણોથી યુક્ત હોવી જોઇએ. જન્માદિકાર્યોમાં નિમિત્તરૂપ ઇંદ્રિયો છે માટે પરમાત્મા જન્મથી રહિત છે એવી ભાવનાથી, કારણો ઉત્પન્ન કરવા એ મનનું લક્ષણ છે માટે પરમાત્મા કારણ રહિત છે એવી ભાવનાથી અને બુદ્ધિપૂર્વક પરમાત્મા સર્વ લોકોનો મહેશ્વર છે, એવી ભાવનાથી એ ત્રિપુટી સિદ્ધ થાય છે. મતલબ કે પરમાત્માનું સર્વજ્ઞત્વ ઇંદ્રિયોથી, સર્વ વ્યાપિત્વ મનથી, અને સર્વ શક્તિમાનપણું બુદ્ધિથી જો સિદ્ધ થાય તો તે મનુષ્ય સંમોહથી રહિત થઈ, એટલે કોઈપણ મુંઝવણ વિનાનો થઇને બધાં

પાપથી નિર્મુક્ત થાય. નિષ્પાપ થયો એટલે તે શ્રેષ્ઠજ છે. હુવે નિષ્પાપ એટલે મલ રહિત થયા પછી પુનઃ તેમાં વિક્ષેપ નહીં આવે એટલા માટે તેણે પોતાનું વર્તન કેવું રાખવું જોઇએ તે માટે કહે છે.

॥ श्लोक ॥ मत्कर्मकृन्मत्परमोमद्भक्तः संगवर्जितः॥ निर्वैरः सर्वभूतेषुयः समामेतिपांडव ॥ ११–५५ ॥

અર્થ:—જે મારો ભક્ત મારે માટે કર્મ કરનારો મનેજ શ્રેષ્ઠ માનનારો, સંગવર્જીત અને દરેકના ઉપર પ્રેમ રાખનારો હોય તેજ મારો કહેવાય છે.

વિચાર—ઇંદ્રિયોથી મારે માટે કર્મ કરે, મનથી મનેજ શ્રેષ્ઠ માને અને બુદ્ધિપૂર્વક સંગ ત્યજીને દરેકના ઉપર પ્રેમ

કરે તો તેનેજ પરમાત્મા પોતાનો જાણીને તેનાં વિક્ષેપો દુર કર્યા કરે. જગત્ આથી ઉલટું ચાલે છે. પોતાના લાભ માટે ઇંદ્રિયોથી કર્મ કરે છે. માટે પૂણ્ય સંયમ થતો નથી. મન વડે ધનવાન્ અને પ્રતિષ્ઠિત માણસોને મોટા માને માટે મનોબળ કેળવાતું નથી અને બુદ્ધિપૂર્વક એટલે જાણી જોઈને સંગ કરે અને દ્વેષને કેળવે તેથી બુદ્ધિ ભ્રષ્ટ થાય, અને તે પ્રભુનો થતો નથી પણ માયા જગત્ થાય છે. એટલે તેને દુઃખ પ્રાપ્ત થતાં પ્રભુ સહાય શાનો કરે? કરેજ નહીં. પ્રભુ ફસાય એવો નથી. એ તો દરેકના દરેક ભાવ સમજે, અને તે પ્રમાણે ફળ આપે. હવે કેટલાક કહેશે કે આ સ્થિતિ પ્રાપ્ત કરવા

માટે અભ્યાસની જરૂર છે. અભ્યાસ વિના કંઇ આવડે? પણ "પઢો પોપટજી" પ્રમાણેનો અભ્યાસ શું કામનો? એ અભ્યાસાદિકની પરંપરા અને તેનું ફળ કેવું છે? તે પરમાત્મા સમજાવે છે.

॥ श्लोक ॥ श्रेयोहिज्ञानमभ्यासात् ज्ञानात्ध्यानंविशिष्यते ॥ ध्यानात्कर्मफलस्त्याग स्त्यागाच्छांतिरनंतरम् ॥ १२-१२ ॥

અર્થ—અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ, અને ધ્યાન કરતાં કર્મફળનો ત્યાગ શ્રેષ્ઠછે. ત્યાગ પછીજ શાંતિ પ્રાપ્ત થાય છે.

વિચાર:—એકલો અભ્યાસ એટલે વારંવાર તેનું રટણ કરવું તે એવા રટણથી કંઇ ફળ મળતું નથી માટે

એવા રટણ કરતાં તેતે વસ્તુમાં શું તત્ત્વ રહેલું છે તેનું જ્ઞાન મેળવવું જોઈએ દાખલા તરીકે જપાદિકાર્ય માત્ર મુખથી રટણ થાય પણ તેમાં શું તત્વ (મંત્રનું રહસ્ય) રહેલું છે તેનું જ્ઞાન ન હોય તો તે પોપટપંચી જેવું થાય અને તે યોગ્ય નથી માટે રટણ કરવા કરતાં તેમાંના તત્વનું જ્ઞાન (तज्जपस्तदर्था व बोधकः જપ તે મંત્રના અર્થના જ્ઞાન સાથે થાય એ વધારે શ્રેષ્ઠ; હવે એવું જ્ઞાન હોય પણ (ધ્યાન) એકાગ્રતા ન હોય તો તે નકામું માટે જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ટ રટણ હોય તત્વ જાણ્યું હોય, એકાગ્રતા હોય, છતાં જે જે કાર્યો ઇંદ્રિયાદિ ત્રિપુટી દ્વારા કરવાના હોય, તેમાં હુ કરૂં છું એવી

ભાવના હોય તો તે બધુંજ નકામું માટે તે તે કર્મના ફલનો ત્યાગ હોવો જોઇએ એટલે કે સાધકે તે તે કર્મ કર્તવ્યની દ્રષ્ટિથી કરવું જોઇએ એમ બને તોજ કર્મ ફળ ત્યાગ કેળવી શકાય અને ધીમે ધીમે આત્મ દર્શન-પરમાત્મા દર્શન થઈ શકે જ્યાં નિરિચ્છાભાવથી કાર્ય થવા માંડે એટલે શાંતિ એની મેળે આવી શકે છે. હવે એ બધું આ પંચમહાભૂતાત્મક શરીર અને શરીરસ્થ આત્માથીજ સાધ્ય થઇ શકે છે માટે પ્રથમ તો આ શરીર અને તેમાં રહેલો આત્માએ બન્નેનું જ્ઞાન થવું જોઇએ તેને માટે પરમાત્મા કહે છે કેઃ—

॥ श्लोक ॥ क्षेत्रज्ञं चापिमां विद्धि सर्वे क्षेत्रेषु भारत ॥ क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानंय त्तज्ज्ञानं मतंमम ॥ १३ ३ ॥

અર્થઃ—હે ભારત! સર્વ ક્ષેત્રને વિષે ક્ષેત્રજ્ઞપણ મનેજ જાણ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બન્નેનું જે જ્ઞાન તેજ જ્ઞાન મને માન્ય છે.

વિચારઃ—જેમ ॥ अन्य क्षेत्रे कृतं पापं पुण्य क्षेत्रे विनश्यति ॥ पुण्य क्षेत्रे कृतंपापं वज्रलेवो भविष्यति ॥ બીજાં સ્થાનોમાં કરેલાં પાપો પુણ્ય ક્ષેત્ર એવાં તિર્થ સ્થળોમાં સ્નાન દાનથી નાશ પામે છે પણ તિર્થ સ્થાનોમાં કરેલાં પાપો વજ્ર લેપ બને છે; તેમ इदं शरीरं कौंते । क्षेत्र मित्यभिधीयंते આ શરીરને હે અર્જુન! ક્ષેત્ર કહે છે

આ વચનથી બીજા દેહે (યોનિમાં) કરેલાં પાપો આ પુણ્ય ક્ષેત્ર રૂપ મનુષ્ય શરીરમાં આવીને ધોઈ શકાય છે, પણ જો આ દેહે પણ પાપ કર્મ કરે તો તે વજ્ર લેપ બને છે માટે પ્રભુ કહે છે કે એ ક્ષેત્રનું જ્ઞાન થવું જોઇએ અને તેની સાથે એનો ક્ષેત્રજ્ઞ (આત્મા)નું જ્ઞાન પણ થવું જોઇએ. કારણ પ્રભુ સ્વમુખે કહે છે કે ક્ષેત્રજ્ઞ તે હું પોતેજ છું. એટલે આત્મા અને પરમાત્મા જુદા નથી પણ એકજ છે. એકનું જ્ઞાન થતાં બીજાનું થાય છે. અને એવું જે જ્ઞાન તેજ પ્રભુને માન્ય છે. હવે આત્મામાં અને પરમાત્મા માં ભેદ ગણવો અથવા પરમાત્માના સગુણ નિર્ગુણમાં ભેદ ગણવો એ વ્યભિ-

ચારી ભકિત કહેવાય. એવી ભકિત પ્રભુને માન્ય નથી. માટે કહે છે કે:—

**॥श्लोक॥ मांचयोऽव्यभिचारेण भक्तियोगेन सेवते॥ सगुणान् समतीत्यैव ब्रह्मभूयाय कल्पते ॥ १४-२६ ॥**

**અર્થ**:—અને જે મને એ અવ્યભિચારી (અનન્ય) ભક્તિ યોગથી સેવે છે. (ભજે છે.) તે ગુણોને અતિક્રમણ કરીને (જીતીને) બ્રહ્મરૂપ થવા માટે સમર્થ થાય

**વિચાર**:—એકજ ભાવ-સમ ભાવ રાખીને જે મને ભજે તે ગુણોને ( સત્વ રજતમ) ને જીતીને બ્રહ્મરૂપ બને. ત્રણે ગુણોમાં તમોગુણ, ઇંદ્રિયોદ્વારા જે પ્રગટ થાય છે તેને, આત્મા પરમાત્માની આજ્ઞાનું પાલન કરનાર મનુષ્ય ઇચ્છા–

વાસના-ત્યાગ કરવા યોગ્ય છે, એવી ભાવનાથી તેને છોડી શકે છે. રજોગુણ એટલે વિલાસી વૃત્તિવાળું મન તે આત્મા પરમાત્માની આજ્ઞાથી વૈરાગ્ય વૃત્તિથી શાંત થાય છે. માત્ર સત્વગુણ રહે. છતાં તેમાં પણ अहंब्रह्मास्मि ની ભાવના હોવાથી, એ સત્વનો પણ ત્યાગ કરવો ઘટે. એમ ત્રણે ગુણોની વૃત્તિના ત્યાગથી આત્મ દર્શન-પરમાત્મા દર્શન થાય છે. અને તે પદની પ્રાપ્તિ કરવા સમર્થ થાય છે. માત્ર સમર્થજ થાય પ્રાપ્ત તો નજ કરી શકે, કારણ તેને માટે અન્ય લક્ષણો બતાવે છે. ॥श्लोक॥

निर्मान मोहा जित संग दोषा अध्यात्म नित्या विनिवृत्त कामा: ॥ द्वंद्वै विमुक्ता

सुखदुःखसंज्ञै र्गच्छन्त्यमूढाः पदम व्ययं तत् ॥ १५–५ ॥

**અર્થ**:—માન અને મોહ જેનાં નિવૃત્ત થયા છે. સંગદોષ જેણે જીત્યો છે. અધ્યાત્મ વિચારમાં તત્પર, જેની ઈચ્છા સંપૂર્ણ થઇ છે, સુખ અને દુઃખના નામવાળા દ્વંદ્વોથી છુટેલા છે. એવા વિદ્વાન પુરૂષો તે અવિનાશિ પદની પ્રાપ્તિ કરે છે.

**વિચાર**:—અહીં અમૂઢ શબ્દ બહુ સુંદર યોજાયો છે. આસક્તિવાળો તે મૂઢ અને આસક્તિ રહિત તે અમૂઢ. માન મોહાદિકનો સંપૂર્ણ ત્યાગ તો પરમાત્મા એ પણ કર્યો નથી. તો પછી મનુષ્યની વિસાત શી?

પણ પરમાત્માએ માન મોહનો સ્વમાન અને સત્યામોહ તરીકે ઉપયોગ કર્યો છે પ્રભુના અવતાર તે બીજાના આદર્શ. એજ પ્રમાણે સંગ દોષ - નીચનો સંગ જેણે છોડયો છે, નિત્ય આત્માનાજ અવાજનું અનુકરણ, સ્વેચ્છાનો ત્યાગ, સુખદુઃખની લાગણીથી રહિત, તટસ્થ- એવા લક્ષણવાળે પુરૂષાજ, અવ્યય,—જેનો કદી નાશ થતો નથી, એવા પદને તે પહોંચી શકે, ઉપર કહેલાં કર્મો મનુષ્ય જો કોઈપણ પ્રકારના નિયમ વિના અથવા વીધિ વિના માત્ર મનથીજ ઈચ્છા પ્રમાણે કરવા તૈયાર થઇ જાય તો તેનું ફળ તેને ઝટ મળતું નથી અને ઉલટો દુઃખી અને ગાંડો બની જાય છે માટે તેનેમાટે તો જે જે ઠરાવેલા નિયમો અથવા વિધિ

હોય તે તે માર્ગેજ તેણે જવું ઘટે, માટે કહે છે કે

શ્લોક॥ યશાસ્ત્રવિધિ [illegible] નંતેકામકા[illegible]ન:॥
નસસિદ્ધીમવાપ્નોતિનસુખંનપરાં [illegible]તિમ॥ ૧૬॥

અર્થ॥ જે શાસ્ત્ર વિધિ છોડીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે તેને નથી સિદ્ધિ મળતી, ન સુખ કે નથી પરગતિ પ્રાપ્ત થતી.

વિચાર॥ શું ખોટું છે? બ્રાહ્મણ. ક્ષત્રિય. વૈશ્ય. કે શુદ્ર. એ ચાર વર્ણમાંથી ગમે તે જાતિનો વેશ ધારણ કરી જગતની રંગભુમી ઉપર આવ્યા પછી પોતાને સોંપાયલા કાર્ય કરવા બાજુ પર મુકી દે અને મનની ઇચ્છા પ્રમાણે પરધર્મ-પરજાતિ કાર્ય કરવા તત્પર થાય તેને કેવી રીતે સિદ્ધિ મળે? મળેજ

નહિ, સુખ પણ ન મળે, તો પરગતિ રૂપ મોક્ષ તો ક્યાંથીજ મળે? પરમાત્માએ અહિં શાષ્ટ્ર ધર્મ બતાવ્યો છે. શાસ્ત્ર વિધિ એટલે શાસ્ત્રમાં બતાવેલી નિતિ વિષયક ધર્મા ધર્મની વિધિ. એનું તો પાલન થવુંજ જોઈએ. જો પાલન ન થાય તો વર્ણસંકરતા થાય. અને વર્ણસંકરતાથી ઉપર જણાવેલું અવ્યય પદ તો બાજુએ રહે. પણ તેના બદલામાં अतोभ्रष्ट स्ततोभ्रष्ट તેમ નહિ આ પાર કે નહિ પેલે પાર આ દશા થાય માટે હરેક મનુષ્યે પોતાના ધર્મ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મ પાળી ઉપર પંદરમાં શ્લોકમાં જણાવ્યા પ્રમાણે પોતાનું વર્તન રાખે તો ઈન્દ્રિઓની સિદ્ધિ મળે, મનનું સુખ

મળે અને બુદ્ધિથી પર ગતિ એટલે આત્માનું દર્શન–બ્રહ્મ પ્રાપ્તિ–થાય. આ સ્થિતિને માટે તપશ્ચર્યાનીજરૂર છે, પણ તે તપશ્ચર્યા શારિરિક કષ્ટ કે વાચિક કષ્ટની જરૂર નથી. પરમાત્મા તો બધા કરતા માનસિક તપશ્ચર્યાનેજ શ્રેષ્ઠ માને છે અને ખરૂં જોઈએ તો માનસિક બળથીજ બધા કાર્યો બની શકે છે. માટે તેની પહેલી જરૂર છે. એમ જાણી તે તપશ્ચર્યા કેવી રીતે કરવી તે સમજાવે છે.

॥શ્લોક॥ मनः प्रसाद सौम्यत्वं मौन मात्मविनिग्रहः ॥ भावसंशुद्धिरित्येतत्तपो मानस उच्यते ॥ १७–२६॥

અર્થઃ—મનનો આનંદ, સૌમ્યપણું મૌન, પોતાનો નિગ્રહ, અને શુધ્ધ ભાવના

એ માનસિક તપ કહેવાય છે.

**વિચાર:**—એક તરફ ઇન્દ્રિઓને વશ કરવી અને બીજી તરફ બુદ્ધિને શુદ્ધ કરી શાંત રાખવી એ બન્નેના મધ્યમાં મન હોવાથી એ બન્ને કામો મનને કરવા પડે છે. અને મનની સ્થિતિ પ્રમાણેજ ઇન્દ્રિયો અને બુધ્ધિ રહે છે. ઇન્દ્રિયો ઉપર મન અમલ ચલાવે, અને બુદ્ધિની પ્રાર્થના કરે. કારણ મનથી બુદ્ધિ શ્રેષ્ઠ, પણ મનને બધો કારભાર સોંપેલો હોવાથી તેને એ બન્ને કાર્યો કરવા પડે છે. માટે શારિરિક અથવા વાચિક તપ કરતાં માનસિક તપજ શ્રેષ્ઠ છે. મનમાં ઉત્સાહ એ પહેલો જોઇએ અથવા રાખવો જોઇએ. પણ તે ઉત્સાહનો અતિરેક થતાં ઉછાંછ-

શાપણું થાય, માટે તે ઉત્સાહમાં પણ સૌમ્યત્વ, ઠાવકાપણું હોવું જોઇએ. ઠાવકાપણું—ગંભીરતા—રાખતાં મૌન પણ જોઇએ. મૌનમાં માનસિક ગભરાટ થાય તે માટે નિગ્રહ કરતાં શીખવું જોઇએ. અને એ બધાંની ઉપરાંત મનની ભાવના સર્વાંગ શુભ-શુદ્ધ-હોવી જોઇએ એ ખાસ લક્ષણ છે. આટલા લક્ષણ જે કેળવે તેને માનસિક તપની સિધ્ધિ થાય, બુદ્ધિ શાંત થાય, સ્થિત પ્રજ્ઞ બને, અને પ્રભુનો પોતાનો અથવા આત્મ સાક્ષાત્કાર થાય, પણ આ તપશ્ચર્યા કરતાં, જગતના ધર્મો એટલે કર્તવ્યો બહુ આડે આવે છે, મ્હેણાં ટાણા સહન કરવાં પડે સંસારના કાર્યો કરતાં ક્ષતિ આવે જ્ઞાતિ બંધુ. સગાંવ્હાલાથી

વિરોધ રહે. પ્રપંચ કરૂં કે પરમાર્થ કરૂં એવા સંદેહ ઉત્પન્ન થયાં કરે. પરમાર્થ કરવાં જતાં સંસાર છોડવો પડે અને સંસાર કરીએ તો પાપના પુંજમાં લપેટાઈ અધઃપાત થાય. એવે સમયે શું કરવું એ મોટો પ્રશ્ન થાય. મોક્ષ તો મેળવવો છે. સંસાર છોડાતો નથી-અરે છુટતો નથી. તો શું કરવું? તેને માટે પ્રભુ માર્ગ બતાવે છે.

**॥ श्लोक ॥ सर्वधर्मान् परित्यज्य मामेकं शरणंव्रज ॥ अहंत्वां सर्व पापेभ्यो मोक्ष-यिष्यामि माशुच ॥ १८-६६॥**

**અર્થ**—બધાં ધર્મોનો (પ્રાપંચિક કર્તવ્યોનો) ત્યાગ કરી માત્ર મને શરણ

આવ. હું તને સર્વ પાપથી મુક્ત કરીશ. શોક કરીશ નહીં.

**વિચાર:**—કેવું સુંદર અભિવચન! સંસારના તાપથી દગ્ધ થયેલા મનુષ્યને આ આશ્વાસન શું ઓછું છે? જેનું કોઇ નથી તેનો પરમાત્મા છે પરમાત્માને શરણે આવ્યા બાદ કયું પાપ બાકી રહે! મનુષ્ય પાપ કેટલું કરી શકે? તેનામાં પાપ કરવાની શક્તિજ કયાં છે. જેટલી શક્તિ પ્રભુના એક નામમાં પાપ દુર કરવાની છે. તેના એક કોટિ અંશ જેટલી શકિત પણ મનુષ્યમાં પાપ કરવાની નથી. આ ઉપરથી એમ નથી સમજવાનું કે મનુષ્ય પાપ કરતો જાય અને નામ સ્મરણ કરતો રહે તો પાપ લાગે નહીં, પણ આ

અભિવચન તો જેને પોતાના કૃત કર્મનો પૂર્ણ પશ્ચાત્તાપ થઇને પોતાના ઉદ્ધાર માટે જેને ભીતિ રહે છે તેને માટેજ છે. પરમાત્મા કહે છે કે હે અર્જુન! હું તને તારા સગાં સહોદરના વધ રૂપી પાપથી-કુટુંબના નાશના પાપથી સર્વથા મુક્ત કરીશ શોક કરીશ નહીં. પ્રથમ શ્લોકમાં જે શોક, જે મુંઝવણ અર્જુનને થઇ હતી, તેનું નિરાકરણ પરમાત્મા સ્વકર્મ નિષ્કામેચ્છાથી કરવા કહી કર્તવ્યમાં તેને પ્રેરે છે. અર્જુનને પણ ઇંદ્રિયો, મન અને બુદ્ધિથી પર એવા આત્મા-પરમાત્માનું ભાવના બળ પ્રાપ્ત થવાથી પોતાના યુદ્ધરૂપી કર્તવ્યમાં જોડાય છે.



## ઉપસંહાર.

જેમ અર્જુનને રણભૂમિ ઉપર પોતાના કર્તવ્ય માટે મુંઝવણ ઉત્પન્ન થઈ હતી, એવી મુંઝવણ જગતની રંગભૂમિ ઉપર જન્મ લેનારા પ્રત્યેક નટ-મનુષ્યને પ્રાપ્ત થાય છે. જેમ પરમાત્માએ ફળ ત્યાગ રૂપી ઔષધિથી અર્જુનની મુંઝવણ મટાડી, તેમ આપણે પણ આપણી મુઝવણ પ્રાપ્ત કર્મના ફલત્યાગથી મટાડી શકિયે સૃજનહારે સૃષ્ટિ રચી તે મનુષ્યના કલ્યાણ માટે, વિષ ઉત્પન્ન કીધું તે પણ કલ્યાણ માટે પણ તેનો સદુપયોગ જો કરાય તો તે સુખપ્રદ નીવડે અને દુરૂપયોગ થાય તો દુઃખ પ્રદ થાય. એ ત્રિકાલાબાધિત સિદ્ધાંત દરેકને હૃદયમાં રાખવા યોગ્ય છે. પરમાત્મા સમત્વયોગના જે વખાણ કરે છે તે એટલા

માટેજ કે એ સમત્વયોગ–તટસ્થવૃતિથી મનુષ્ય દરેક કાર્યો તો કરે–અને કરવાંજ જોઇએ, છતાં તેનાં મન ઉપર તે તે કાર્યના સારાં નરસાં ફળની અસર થતી નથી. પોતે બુધ્ધિપૂર્વક દુષ્કર્મ ન કરે. અનપેક્ષિત પ્રાપ્ત કર્મ કર્તવ્યની દ્રષ્ટિથી કરે અને તેમાં ત્રુટિ ન પડે તે માટે તે આત્મા–પરમાત્માની કૃપા મેળવે તો મોક્ષ કંઈ દુર નથી. મોક્ષ એટલેજ જ્ઞાન અને જ્ઞાન એટલેજ મોક્ષ હવે છેવટે જેમણે–વેદ વ્યાસે–આ ગીતાસાર ઉત્ધૃત કર્યો છે, તેમણે એ ગીતાસારનાં પાઠનું ફળ બતાવ્યું છે.

॥श्लोक॥ गीतासारमिदं पुण्यंयः पठे-त्सुसमाहितः ॥ विष्णु लोकमवाप्नोति भयशोकविनाशनम् ॥ १९ ॥

અર્થ—આ પુણ્યદાયક ગીતાસાર જે

કોઈ એકાગ્ર ચિત્તથી ગ્રહણ કરે છે, તેનાં ભય, શોક નાશ પામે છે. અને પ્રભુપદની પ્રાપ્તી કરે છે.

**વિચાર**—ગીતાસારનું પઠણ એકાગ્ર ચિત્તથી કરવું એટલે તેની સાથે તદાકાર થવું તે. જેમ ભ્રમરી કીડાને વારંવાર દંશ કરે છે. અને તેથી તે કીડો ભ્રમર રૂપ બને છે. તેમ નિરંતર ગીતાસાર પઠણ કરનાર મનુષ્ય, ગીતારૂપ એટલે નિષ્કામ કર્મની મૂર્તિરૂપ બની જાય છે. આ સ્થિતિ પ્રાપ્ત કીધી, એટલે તેને ભગ શોક ક્યાંથી રહે? અને તે ગયા પછી વિશ્વરૂપ વિષ્ણુ લોકમાં લય પામે, એટલે બ્રહ્મરૂપ બને એમાં નવાઈ વથી. પરમાત્મા એવી અભિલાષા પ્રત્યેકની પૂર્ણ કરો, એવી સદિચ્છા સાથ વિરમું છું.

॥ श्री रुक्मिणीपांडुरंगार्पणमस्तु ॥

કંપણ.

# શુદ્ધિપત્રક.

| પાને | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૯ | पशं | परां |
| ૬ | ૧૩ | પ્રાપ્ત | પ્રાપ્તિ |
| ૯ | ૧૦ | मामेब | मामेव |
| ,, | ૧૧ | तराग्ति | तरन्ति |
| ૧૧ | ૧૨ | વિર્યાણુ | નિર્યાણુ |
| ૧૪ | ૧૨ | પોપાના | પોતાના |
| ૧૫ | ૧૦ | प्रमुच्यते | प्रमुच्यते |
| ૧૮ | ૪ | સંયમ | સંચય |
| ,, | ૧૦ | જગત્ | જગત્નો |
| ૨૨ | ૧ | विछि | विद्धि |
| ૨૨ | ૯ | पुण्य | पुण्य |
| ૨૨ | ૧૦ | वजलेबा | वज्रलेपा |
| ૨૫ | ૬ | व्रह्मास्मि | व्रह्मास्मि |
| ,, | ૮ | પુરૂપાજ | પુરૂષજ |
| ૨૮ | ૩ | उत्स्यर्तते | मुत्सृज्य वर्तते |

| | | | |
|---|---|---|---|
| ૨૯ | ૪ | ાત્રિમ | ગત્રિમ |
| ૩૦ | ૬ | તપશ્રર્યાં | તપશ્ચર્યાં |
| ૩૦ | ૧૦ | તપશ્રર્યાં | તપશ્ચર્યાં |
| ૩૨ | ૧ | થાન્દિ થાય માટે | |
| ૩૨ | ૧૩ | ટાણુા | ટાણું |



॥ नमोऽस्त्वनंताय सहस्रमूर्तये
सहस्रपादाक्षिशिरोरुबाहवे ।

सहस्रनाम्ने पुरुषाय शाश्वते
सहस्रकोटीयुगधारिणे नमः॥

॥ विष्णु सहस्रनाम ॥

